સતગુરૂ મોક્ષમંદીર પ્રતાપ—અમદાવાદ
॥. શ્રી વિદ્યાનંદજી માહારાજ પાસે ગદ.



# લવાર ભકતનાં પ્રસિદ્ધ કરેલાં ભજનો.

અમદાવાદ ભજનમંડળીઓમાં ગવાતાં

# ભજનભંડાર.

## ભાગ ૧ લો.




છપાવી પ્રસિદ્ધ કરનાર:
ઉર્ફે લવાર પરસોતમદાસ બલાખીદાસ
ઠે. રાયપુર ભાઉની પોળ સામે—અમદાવાદ.

આવૃત્તિ પહેલી                    પ્રત ૫૦૦૦

મીતી વિક્રમ સંવત ૧૯૮૪.

કીંમત રૂ. ૦-૧-૦.





## વહાલા હરીજનોને જય શ્રી કૃષ્ણ.

ણુ વનીતામાં (૨) ટેક.
મોટા નર પણ માન મુકીને, પડ્યા પ્રેમ સરીતામાં.-છે
પારાસર પ્રભુતાને ત્યાગી, મોહયા મછગંધામાં;
ઈંદ્ર ચંદ્ર સરખા લલચાયા, ગઉતમની ભામામાં-છે વસી
શીવજી પણ જપતપ ભુલીને, ભમ્યા ભીલ રાણીમાં;
બ્રહ્મા જેવા નર પણ ભુલ્યા, ગયુ જ્ઞાન પાણીમાં-છે વ
ભલ ભલાના પણ મુકાવ્યા, મોટા મોટા મુનીવર મોહયા;
મનુષ્ય જનમના માણસ મોહયા, લલનાના લટકામાં-છે વ
લટકે મટકે મધુર વચનથી, નરને લેછે ફાસામાં;
લોહચુંબકનો ગુણ રહયો છે, સત્ય કહું હું શામામાં.-છે
પતંગ સમ પુરૂશો લલચાઈ, પડે પ્રેમના ફાસામાં
કહે સંકર ધન છે એ નરને, ભમે નહી એ ભામમાં-છે વસી૦

વાલા હરીજનો બેનો તથા ભાઈઓ બંન્નેને [illegible] છે કંઈ એકલા પુરૂષોના માટે નથી. તેના માટે જ્ઞાની પુરૂશ વીચાર કરીને પાછો વળી જાય. તેમ સહવારમાં એનો પાણી ગળે છે. કે કચરો આવે નહી. તે કરોડો સોનામોહોરો કરતા. આ મુનશ્યાદેહ મોગો છે. તેમા કચરો જાય છે તેની સંભાળ આપડે નથી રાખતા. માટે શું કરવું જોઈએ. આંખ્યને ગરણું રાખીએ. કે કાંઈ પાપ થાય એવું જોવું નહી. કાનને પણ ગરણું રાખવું. કોઈની ખોટી વાત સાંભળવી નહી. મોને પણ ગરણું રાખવું. કોઈની નીંદયા કરવી નહીં. સરકારે ગટરોને પણ જાળીઓ ગાલી છે. તો ગટર જેટલી સંભાળ આ દેહની નથી રાખતા.

# આ ફોટો લવાર ભક્તના છે.



આ ફોટો ચોપડીઓવાળા લવાર ભક્તનો છે. તે અજાણ્યા માણસને ભજનનો રાગ ના બેસતો હોય તેને ઓળખાણ માટે મુકયો છે. અથવા ઘણા માણસો મને માહાતમા અથવા બ્રાહ્મણ જાણીને મને પગે લાગના હતા તેથી મુકયો છે. પણ હું તો સર્વનો દાસ છું. આ ચોપડીઓમાં કાંઈ ભુલચુક હોય તો માફ કરજો.

## સુરદાસની ગુણકા એની માને કહે છે.

વીષય વાત મમ માત તજીને,
કૃષ્ણ ભજન તુ કરવા દેને;
અભીમાનને અલગ રાખીને,
ભંડાર ભક્તિના ભરવા દેને.
નટવર નામનુ નાવ મળ્યું છે,
તો ભવસાગર તરવા દેને;
નાશવંત આ દેહ છોડીને;
અક્ષય વરને વરવા દેને.

# અનુક્રમણિકા.

સદગુરૂ મોક્ષમંદીર.

# લવાર ભકતનાં પ્રસિદ્ધ કરેલાં ભજન.

# અમદાવાદની ભજન મંડળીમાં ગવાતાં

# ભજન ભંડાર.

## ભાગ ૧ લો.

### ભજન ૧

સામળીઆ પીતાંબર ધારી, તારી ગરૂડ ઉપર અસવારી.
ઓ સામળીઆ.
ગોવિંદા ગોકુળવાસી, તમે માર્યા મામો માસી. ઓ સામ.
વાલે મુખ પર મોરલી ધારી, તારી ચરણ કમળ બલીહારી
—ઓ સામળીઆ.
રાધાવર રંગના રસીઆ, મારા રૂદે કમળમાં વસીઆ–ઓ.
આવ્યા દવારકાંથી નાશી તમે ડાકોર કીધુ કાસી–ઓ સામ.
વાલા છો રણછોડરાયા મને લાગી તમારી માયા. ઓ.
ધન ગોમતીજીના આરા, મારા સફળ થઆ જનમારા–ઓ.
ધન ગંગા બઇની વાળી, સવા વાલ થયા વનમાળી–ઓ સા.
ધન નરસઇઆના સ્વામી, મારી વારે ચડો વનમાળી–ઓ.

## ભજન ૨

## પ્રભુએ માટી ખાધી તે ભજન

એક સમે હરી ગોકુળીયાંમાં, રમતા દીઠા જદુરાયરે
બળભદ્ર કહે સુણો માતાજી, કૃષ્ણુ માટી ખાયરે
રીસે ભરાણા ક્રોધે ભરાણા, માટી ના ખાસો માવજીરે
વદન ઉઘાડી માતાએ જોયું, દીઠા ચૌદ બ્રહ્મમાંડરે
બઈરે પાડોસણ બેનડી, મારી સાંભળતા સુખ થાયરે
આજ તો મેં કઉતક દીઠા, માવાના મુખ માંહરે
આકાશ દીઠુ પાતાળ દીઠુ, વઇકુંઠ વેદ ભણાયરે
વધુ જોતા લક્ષમીજી દીઠા, માવાના મુખ માંહરે
ઇંદ્ર તણુ ઇંદ્રાસન દીઠુ, ધર્મપુરી ધર્મ રાયરે
જટાધારી શીવ પારવતી, દીઠાં માવાના મુખ માંહરે
ગોકુળ મથુરા વંદ્રાવન દીઠુ, રાસલીલા નિત્ય થાયેરે
સોલસે ગોપીમાં કૃષ્ણુ દીઠા, માવાના મુખ માંહરે
વાછરૂ કેરા વાડા દીઠા, નવ લખ ધેનુ ચરાયરે
મહી વેચંતા મહીઆરણુ દીઠી, માવાના મુખ માંહેરે
રતનાગર સાગર ગુમતા દીઠા, મેરૂ પરવતનો રવૈયોરે
ગંગા જામના સરસ્વતિ દીઠા. માવાના મુખ માંહરે
સાત સમુદર ઉદે દીઠા, અમરતના ભરેલરે
સહસ્ત્ર અઠયાસી મુની; દીઠા માવાના મુખ માંહરે
ધરણી ધારણુ નાગ દીઠા, સહસ્ત્ર ફેણે જસ ગાયરે
અસ્તુતી કરતા નાગણો, દીઠી માવાના મુખ માહરે
ધન જશોદા તમને કહીએ, આવી લીલા નિત્ય થાયરે
ગાય શીખેને સાંભળે, તે ચાર પદારથ પામેરે.

## ભજન ૩

તમે બારબાર છોગલા મેલ્યા છોગાળા ડાકોરવાળા તારી જાત્રામાં
હમે થઇએ ગાંડા ને ઘેલા છોગાળા—ડાકોરવાળા તારી
તારૂ દેરૂ ગગનમાં ગાજે છોગાળા-ડાકોરવાળા તારી
તારા દેરા ઉપર નીશાન ફરકે છોગાળા—ડાકોરવાળા તારી
તારે મુસ્તકે મુગટ બીરાજે છોગાળા-ડાકોરવાળા તારી
'તારે દરવાજે નોબત વાગે છોગાળા-ડાકોરવાળા તારી
સામે ડંકનાથનો આરો છોગાળા—ડાકોરવાળા તારી
સુકરવારે વરઘોડો તારો ચઢે છોગાળા-ડાકોરવાળા તારી
હમે ગોમતીના નીરમાં નાહાશું છોગાળા—ડાકોરવાળા તારી
હમે નહીશું ને પાવન થઇશું છોગાળા-ડાકોરવાળા તારી
ત્યાં સંગ ભરાય છે સારો છોગાળા—ડાકોરવાળા તારી
ત્યાં સીરો ધરાય છે સારો છોગાળા—ડાકોરવાળા તારી
તમને દાસનો દાસ વિનવે છોગાળા-ડાકોરવાળા તારી

---

## ભજન ૪

ભજન કરી લ્યો રે હો ભઇઓ, કાચો છે કાયાનો પઇઓ
કડીએ રચીઓરે હો કાચો, તેને તમે રંગે રૂપે શું રાચો-ભજન.
પરથમ આપણુ રે હો ખોટા, જાણજો પાણીના પરપોટા
ફુલ્યા જાશોરે હો ફુટી, જાણજો આરે જવાની જુઠી-ભજન.
ભેના માર્યા રે હો મરસો, તાર્યા સદગુરૂના તરસો
દાસ મીઠાના રે હો સ્વામી, તન મન સોંપ્યું અંતરજામી
—ભજન.

## ભજન ૫

### ૐ શ્રી ગુરૂભ્યાં નમઃ

દાંણુ માગે રે દાણુ માગે એ રાગ.

કાંન કાળા રે કાન કાળા,
મહામધુરી મોરલી વાળા રે. કાંન.

ત્હારી મોરલી એ ચિત્ત મ્હારૂં ચોર્યું;
કઠણુ કાળજાને આરપાર કોર્યું રે. કાંન.

ત્હારી મોરલીના સૂર છે મધૂરા;
એક વાતે ન લાગતા અધૂરા રે. કાંન.

ચતુરાઈ તું તો જબરી ચલાવે;
ચિત્ત ચગડોળે સર્વનાં ચડાવે. કાંન.

ત્હારી મોરલીએ ઉંઘ હરી લીધી;
પૂરી પળમાં બેભાન મ્હને કીધી રે. કાંન.

ઉંડા અંધારે વાટ નહિ સૂઝે;
ઘોર જંગલમાં અંગ બધું ધ્રૂજે રે. કાંન.

આમ બોલાવી કયાં ગયો છૂપાઇ;
કયા સ્થાનમાં ગયો તું લપાઇ રે. કાંન.

પંથ ભૂલાવી કેમ ભટકાવે;
વિરહ વેદનાનાં પૂર શું વહાવે રે. કાંન.

સ્વામિ મંગલના મળ્યા એજ વાટે;
ઉભાં સર્વને રમાડયા રાસે રે-કાન કાળા. કાંન.

### ભજન ૬

હાંરે ભેલા સેતારી, આ વાડી
જમ આવીને જાલસે ડાઢીરે—ભેલા સેતારી
બોતેર કોઠારે તારા ઝેરે ભરીઆં
ચોર વશે તારી નાડી રે—ભેલા સેતારી
સગાં સંબંધી તારાં સો જોઇ રહેશે
દસ દીન રોસે તારી માડી રે—ભેલા સેતારી
કુટુંબ કબીલો તારે કામ નહિ આવે
સાથે નહિ આવે તારી લાડી રે—ભેલા સેતારી
દાભની દોરડી ને વાંસનો કડકો
બાંધી રૂધીને મેલસે કાઢી રે—ભેલા સેતારી
કહે નાગર કસુ કામ નહિ આવે
પડી રહેશે ઘોડાને ગાડી રે—ભેલા સેતારા

---

### ભજન ૭

વાગે છે રે વાગે છે, તારી કાયામાં ઘડીયાળ વાગે છે.
આરે કાયાના દશ દરવાજા, નીતીની નોબત ગાજે છે-તારી કાયામાં
આરે કાયામાં બાગ બગીચા, ભમરો સુગંધી માગે છે-તારી કાયમાં
આરે કાયામાં જોત જલ તહે, તેજના બીંબકાર વાગે છે.
તારી કાયામાં.
બાઇ મીરા કહે પ્રભુ ગીરધરના ગુણ, સંતો અમરાપુરમાં મહાલે છે
-તારી કાયામાં.

## ભજન ૮

હરી ભજતાં શી લાજ રે કુળવાનના કડકા
અંતે થશો બે હાલરે ,,
માટે ચેતીને તુ ચાલ રે ,,
તને હજુ ન આવી શાનરે ,,
મારૂ મારૂ તુ સુ કરે ,,
તારૂ નથી તલ ભાર રે ,,
સગાં વહાલાં ટોળે મળે રે ,,
કરસે કાગારોળરે ,,
સેરી સુધી તારી સુંદરી ,,
ભાગોળ સુધી માને બાપ રે ,,
શમશ્નાન સુધી તારો બંધવો ,,
ભાઈબંધ બાળી કરશે ખાખરે ,,
માટે ભજી લેને ભગવાન રે ,,
પ્રભુ સાથે રાખજે પ્રીતરે ,,
ભકતીથી ઉતરસો ભવપાર રે ,,
તો મળશે મોક્ષનો દ્વાર રે ,,
કહે છે દાસનો દાસ રે ,,
તો થાસે વૈકુંઠ તારો વાસ રે ,,

---

જે ભજનનો રાગ ના બેસે તો ભગતને પુછવું.

## ભજન ૯

સેઠ શામળાસા કીધો રે જેને ખોળે સીર આપ્યું
નાણુ ખરૂં જેના નામનુ ત્રણ લોકમાં ચાલ્યું
આવર વેપાર ઉઠાવીઓ કાહાડી કમરની કોઠી
લખરે ચોરાસીમાં ભટકીઓ તેની ખટખટ મોટી
તેના છળ ભેદ છોકરા તે તો થઇ બેઠા ભોગી
ઠગાને લાવ્યા દુકાનમાં વળી લાવ્યા તે લોભી
હરખ સોકની હુંડી કરે મંન મુનીમ મોટા
વાણોતર તો વધી ગયા પછે આવ્યો છે ટોટો
વ્યાજ ડુબ્યુ વધીઆતનુ ખાતુ નારે જોયું.
મેળ ના કહાડયો સ્રતનો આપે આપ વગોવ્યું;
આવરો ખાત્તાવઇ જોઇ તેમાં આવ્યું દેવાળુ,
વીમો લુટાયો વાટમાં વણ પ્રીછે વાણી
આછવા સાહુકારના બુડયા વણ પાણી
હાથી પોથી જે હતી તે સર્વે ખોઇ બેઠા,
જમડા આવ્યા જ્યારે લુટવા નાસી ઘરમાં પેઠા.
લખે લેખાં લોભનાં, જર ના મળે જરીકે.
પુન્ય તણી જે કોથળી, ખાલી રહી છે ઓશીકે,
પાપ તણા જે કોથળા, તે તો ભર્યા છે ટોચે.
ચીત તણા જે ચોપડા, તેને મુકયા છે જોઇ,
પાના છે પડપંચના, તે તો નાખ્યા છે ધોઈ.

શોધી કહાડયો શાચા શેઠને, વેપાર વધાર્યો,
લેખુ ચોખુ લાભનું, આપી ને પરવાર્યો.
નીરભે થઇ નાણુ કીધુ, ઢાંકયું દેવાળું,
નરસઈ મેહેતો કહે, નહી કરૂ ધોળા પર કાળું.

---

## ભજન ૧૦

ઓ મોહુન મારા વિનતી ના ઉરથી વીસારોજી
ઓ પ્રીતમ પ્યારા સમજુને સેજ ઇસારોજી
મુજ અપરાધો ગણુતા મોહુન આવે નહી કઇ આરોજી
સરણાગતના બેલી સદાના, સરણુ પડયો સંભાળોજી–ઓ મોહ.
કામીલ કુટીલ ક્રોધી કપટી તો એ તીકમ તારોજી
અપરાધ અમારા માફ કરીને,
સરણુ પડયો સંભાળોજી– ઓ મોહન
અધમ ગતી જો હોય હમારી, વાલા સર્વ વિસારોજી
અવગુણ અમારા માફ કરીને–
સરણુ પડયો સંભાળોજી– ઓ મોહન
ગીધ ગુણકા ગજ સર્વ તાર્યા, પ્રેમે સુણીને પોકાર્યોજી
ગીરધર ધણી છો ધરણીધરજી, સરણુ પડયો સંભાળોજી–
ઓ મોહન.
આ ભવદરીઓ દુઃખડાનો ભરીઓ બીરદ રહયો છું તારોજી
ઢીંગા ધણી છો ધરણીધરજી મુજને આપ બચાવોજી.
ઓ મોહન

## ભજન ૧૧

અરે તમે જપો જવાનીમાં માળા
ઢીલા રહયા કર તારારે— તમે જપો
આરે કાયા કછુ કામ નહી આવે
બળીને થાશે અંગારા રે— તમે જપો
ભાઇ ભાણેજ તને સુતા જગાડે
સાથે નહી આવે ઘર વાળારે— તમે જપો
હાથી ઘોડા ધન માલ ખજાના
સાથે નહી આવે પગ પાળારે— તમે જપો
રામ નામ તુ ભજલે પ્યારે
અંત સમે સાહે થાસેરે— તમે જપો
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ
ખોટા જગતના ચાળારે— તમે જપો

---

## ભજન ૧૨

આવ્યા શ્રી ડાકોર તારવા, રણુછોડરાય આવ્યા શ્રી ડાકોર તારવા
ભાગલી તે વહેલવાહાલે વેમાન બનાવ્યું, વચન બોડાણાનું પાળવા રણુછોડરાય
ગોમતી સંતાયા પોતે ગરૂડા ગામી, ગુગળીને પાછા કાઢવા રણુછોડરાય
સવા વાલની વાળીએ તોળાવ્યા, ગંગાબાઇના માન વધારવા રણુછોડરાય
દાસ સનું પોકાળીને કહે છે, ભકતોના દુઃખ ટાળવા—રણુછોડરાય

## ભજન ૧૩

આંધ્યા પ્રભુથી ન નેડા
હો જીવડા કરસો હવે તમે શું
બાંધ્યા તે બંગલાને બાંધી વખારો
આંધ્યા તે માળીઓને મેડા- ઓ જીવડા.

અહીંનુ હશે તે અહીંઆંજ રહેસે ભાઇ
જમડાનાં આવસે તેડાં 'ઓ જીવડા.

ભક્તીનાં ભોજન તમને ના ભાવ્યાં
ખાધા તે બરફીને પેંડા- ઓ જીવડા.

વરણાગીનો પાર ન રાખ્યો
ચાલ્યા છો વાંકાને ટેડા- ઓ જીવડા.

રાતે કે દીવસે પ્રભુને ભજ્યા નહિ
કીધા વ્યવહારના બખેડા ઓ જીવડા.

સંસારના સગાથી બાંધી તે ગોઠડી
પ્રભુને મુક્યા તે વિસારી ઓ જીવડા.

હજીએ પ્રભુથી પ્રીત સાચી બાંધી લે
તો પાર ઉતારસે પ્રભુ. ઓ જીવડા કરસો હવે શું.

---

જે ભજનનો રાગ ના બેસે તો ભગતને પુછવું.

## ભજન ૧૪

મારી માડી સામળીઓ તારો ચોર છે;
તમે સુણો જશોદા માડી, કાનાના લક્ષણ ભારી. મારી માડી.
તમે સુણો જશોદા માડી, હું વાત કહુ વીસ્તારી. મારી માડી.
અમે સખીઓ બેઠી સાથે, આવ્યો બાળ ગોવાળ સંગાથે.
મારી માડી.
શીકેથી માટ ઉતાર્યું, મારૂ ગોરસ ખાવા માંડયું. મારી માડી.
એણે ખવાય એટલુ ખાધુ, બાકીનુ ઢોળી દીધુ. મારી માડી.
એને ગોરસ લાગે મીઠુ, જાણે કોઇ દીવસ નથી દીઠુ. મારી માડી.
એણે માંકડા ઘ[illegible]ગા, મારા મહીના માટ ફોડાવ્યા.
મારી માડી.
અમે બનસી એ[illegible]ા, મારી આંખ્યો મીચી દીધી.
મારી માડી.
હું બોહ પકડીને લાવી, મારા વરની બોહ બતાવી. મારી માડી.
સખી મણીના સ્વામી, આપ છો અંતરજામી. મારી માડી.

---

## ભજન ૧૫

જે પ્રેમે પ્રભુને ભજશે તે સેજે ભવજલ તરશે
માટે ચેતો પ્રભુ ભજ્યામાં સાર છે.
પુત્રને પરીવાર તે કામ ન આવે લગાર—માટે ચેતો.
મારૂ મારૂ કરતા દીઠા વાલા કંઇ મરતા-માટે ચેતો.

કરોડ પતી કહાવે પણ પાઇ ન સાથે આવે-માટે ચેતો.
સ્વારથના સૌ બેલી અંતે મુકશે હડશેલી—માટે ચેતો.
આવ્યાતા પુન્યઈ લઇને જાસો ખાલી થઈને—માટે ચેતો.
કીધા હોય કર્મ હાથે ભોગવવા પડશે જાતે—માટે ચેતો.
જે જે દીન જાસે તે કરોડ કરોડ નો જાશે—માટે ચેતો.
સનુ કહે પોકારી, છે કાળ તણી ગતી ન્યારી-માટે ચેતો.

---

## ભજન ૧૬

## રૂક્ષમણી ભગવાનને પત્ર લખે છે.

હમારી લેજાના પાંતી-હમારી લે જાના પાંતી
સામળીઆ કે દેસ દ્વારકા લે જાના પાંતી
હમારી લે જાના પાંતી
સાડા શાતસો કોસ દ્વારકા, તુમ જાવો વ્રીજવાસી
રખના હમારી લાજ નાથ નહી કરવાના હાશી-અમારી
માત પીતા કે બોલે ચાલે સુરજ હે સાખી
જોગળે ઘાલે રૂક્ષમઈઓ તો મેરે ગલે ફાશી-અમારી
ચઢીઆએ શીસુપાલ નાથ મોહી ધડકતહે છાતી
ફરકત હે નિસાન જમીપે ગુમ રહે હાથી—અમારી
નહી આવો ગેંનાથ પ્રાણકો તજ દવુંગી કાસી
બીરસન કહે માહારાજ મીટાઇ જમકી ચોરાસી-અમારી

## ભજન ૧૭

કૃષ્ણ પ્યારે સામળે, દરસન દીખાતે કયું નહીં રે;
દીલ ધડકતા હય મેરા, જલવા દીખાતે કયું નહી રે. કૃષ્ણ.

સાખી.

અરજુન કો ગીતા સુનાહી, આપહી રથમેં બેઠકે;
એકહી વચન તુમારે મુખકા, હમકો સુનાતે કયું નહીરે. કૃષ્ણ.

સાખી.

વંદ્રાવનકી કુજમે, 'ફીરતે બજાવે બંસરી;
મનહરણ ઓ મોરલી, હમકો સુનાતે કયું નહી રે. કૃષ્ણ.

સાખી.

જબસે ગોકુલ છોડકે, મથુરામે જા કર બસે;
જુમના ત્રટ પર આનકર, ધેનુ ચરાતે કયું નહી રે. કૃષ્ણ.

સાખી.

એ જીંદગીકા કયા ભરૂસા, મીલના હય તો આય મીલો;
નહિ તો અપને કરમે લેકર, ખંજર લગાતે તે કયું નહીરે. કૃષ્ણ.

સાખી.

પતીત પાવન નામ સુણકે, આકે ચરણો મે ગીર્યા;
મનમોહન ઓ મોહની, સુરત દીખાતે કયું નહી રે. કૃષ્ણ.

સાખી.

સખી મણી કે સ્વામી, આકે શરણ તેરી પડયા;
કૃષ્ણપ્યારે બનસી બાલે, હમકો બોલાતે કયું નહી રે. કૃષ્ણ.

---

## ભજન ૧૮

અબ કહાં જાયગોજી, લીનો મેં શામ પકડકે;
આંગલી પકડ તેરો પોંચો પકડકે, પકડી બાંય સમરકે,
અબ ક્યેંહેકો જોર કરતહે, કેસે છુટેગો છલ કરકે;
દાવ મેરો આય ગયોજી. લીનો મે.

દહી દુધ તેને મેરો સીધરો ખાઓ, આગે મથની આધરકે;
મોહી દેખે ભોલો બન બેઠો, ખાય લે નીચતભરકે,
કયો સરમાય ગયોજી. લીનો મે.

સાસુ નણંદ મોહે બુરી બતાવે, નામ ચોરટી ધરકે,
મદ મારી ફીરે ગુજારીયાં, કૃષ્ણુ ગયો કીત છલ કરકે;
દરસ દીખાય ગયોરી. લીનો મે.

પીળો પીતાંબર કચ્છ નીયાકા છે, કાલી કામળીઆ ધરકે;
પરમાનંદ દાસકો ઠાકોર મોર મુગટ શીર ધરકે,
બનસી બજાય ગયોજી. લીન મે.

---

## ભજન ૧૯

જુવો ગોવાળીએ ઘેહેલા કીધા;
એણે મારા મનડા હેરી હેરી લીધા. જુવો.

રાત દીવસ મુને નિંદ્રા ન આવે;
કોઇ મારા શ્યામનો સંદેશો લાવે. જુવો.

વીરહની વેદના કોને રે કહીએ;
મોહન વિના તો સખી ઘડી નવ રહીએ. જુવો.

નથી ગમતો રે મને ઘરનો ધંધો;
આરે સંસાર છે માયાનો ફંદો. જુવો.

ઓધવજી રે હું તો એટલુ માગુ;
હું તો મારા શામની સનમુખ રાચુ. જુવો.

મને મળ્યા હરીદાસના સ્વામી;
અંતરમાં અતી આનંદ પામી. જુવો.

---

## ભજન ૨૦

### કેવુ સુહવે તમને કાના એ રાગ

ઓધવ અમથી નથી સમજાતુ, રસીઓ કેમ રીસાણુરે
જીજી કરતા પગલે પડતા, જીવણે મેલ્યા રડવડતારે
રાતા નેત્ર થયા છે રડતા, વાલો કયાં વિસમાણુરેકે ઓધવ.
મોહનની મરજી સાચવતા, હાજી હાજી હેતે કરતા
પ્રેમતુર થઇ પાછળ ફરતા, લટકામાં લોભાણુંરે---ઓધવ.
વાક વિનાની કેમ વિસારી, માયા ઉતારી મેલી મોરારી
હવે હું હરી વરથી હારી, કપટી આજ કળાણું રે—ઓધવ,
મંન ધાર્યું શુ મનમાં રહેશે, લાડીલો કયારે મળસે રે
વીલખુ પ્રાયારે રામ વિશેષે, પ્રીતોમાં પ્રચોણુરે—ઓધવ.

---

## ભજન ૨૧

સીયારામ અયોધ્યા બોલાલો મુજે;
અપના ચરણોકાદાસ બનાલ્યો મુજે. સીયા.

સાખી.

એ દશા ઇસ દેશકી, હરતરે મજબુર હે;
બાદ એ ગફ્લતકું હરતરે મખબુર હે;
અપની પ્રીતીકા પ્યાલા પીલાલો મુજે. સીયા..

સાખી.

તગદીરને ચક્કદીયા, જબ આપકુ બનબાસ દીયા,
વો ખતાકે કૈઇ એ ખાઈ, બરદાન ઉસને માગલીયા;
રાજા દસરથકા દાસ બનાલો મુજે. સીયા.

સાખી.

એ દશા સીતાને સુણી જબ, રામ અબ બનકુ ચલે,
શોચી અપના દીલમાં, અબ બુરા દીન અપના આ પડે;
બોલી સાથમે નાથ નીભાલો મુને. સીયા.

સાખી.

સીતારામ ચલદીએ, તબ લક્ષ્મણજી સંગ ચલે,
એ ત્રીનો પ્રાણી, અપની અયોધ્યા નગરી છોડ ચલે;
કહે સુમત રથમાં બીઠાલો મુજે. સીયા.

સાખી.

દાસ હું મે આપકા, મુજ પર કીપા કીજે પ્રભુ,
કેસી મેરા નામ હે, એ બાત માની લીજે પ્રભુ;
મેરી પ્રીતીસે અપના બના લ્યો મુજે. સીયા.

## ભજન ૨૨

રાધાને કાન રમેરે, રાધાને કૃષ્ણ રમરે ભુલ ભુલામણી રે,
બાઈઓ મને કાન બતાવોરે, બેની મને કૃષ્ણ બતાવો
આપુ વધામણી રે. રાધા૦

શરદ પુનમની રાત કદમ કેરી છાંયડીરે, મારો વાલોજી રમતા
રાસ ભુલાવે બાયડી રે. રાધા૦

કમર કછોટો ભીડીઓ, પનવટ આકરીરે, મારો વાલોજી વાતા
વેણુ-ગોપી સૌઉ બાવરી. રાધા૦

મારો વાલોજી મીઠી દ્રાખ ગુંજાકેરી સુખડી રે,
તારૂ નામ લેતા મહારાજ, ભાગે ભુખડી રે. રાધા૦

હમણે હતા મહારાજ, કોઇએ દીઠડારે, રૂડા રાધાજીનો કંથ
મારે મન મીઠડારે. રાધા૦

અમે જતાં ગોર્યો પુજવા, ભેળા આવતારે,
નંદાજીનો લાલ મારે મન ભાવતારે. રાધા૦

વાહાલાજીના સ્કંધે, રાધીકાજી મલકતારે,
રાધાજીનો મદ દેખી મેલ્યા ટકતા રેલા. રાધા૦

સુરના સ્વામી સામળા તારૂ કામ છે રે,
ચરણ પર સવાની મને હામ છે. રાધા૦

---

## ભજન ૨૩

મારી સૈયારે મને દુઃખડી રાધાજીને છોડી ગયો,
છોડી ગયોરે કાનો નાસી ગયો. મારી સૈયા.

હું તો સુતીતી વાલા અપને મંદિરીએ હરી,
આડી કમાડી કાનો દઇને ગયો. મારી સૈયા.

આણી તીરે ગંગા વાલા પેલી તીરે જુમના હરી,
બીચમાં કાનુડો બનસી બજાવી રહયો. મારી સૈયા.

મેં તો જાણ્યુંતુ વાલો જનમ સંગાથી હરી,
અધવીચ ધોકો અમને દઇને ગયો. મારી સૈયા.

બાઈ મીરાં કહે છે પ્રભુ ગીરધરના ગુણ હરી,
ચરણુ કમળ ચીત દઇને ગયો. મારી સૈયા.

---

## ભજન ૨૪

ઠાલી ઠાલી થેકડી જવાદે જાદવા, તમે મને માયા લગાડીરે
તમે મને માયા લગાડી મારા વાલા, તમે મને માયા લગાડીરે.
ઠાલી.

તમ કાજે મારૂં તનડુ તપાવ્યું, દરશન દીયો દાડી દાડીરે. ઠાલી.
સોલસે ને આઠ ગોપી તમારી, રાધાજી અતી ઘણુા વાલાંરે. ઠાલી.
પેસી પાતાળે વાલે કાળી નાગ નાથ્યો, નાગને નેતરે નિર
વલોવ્યાંરે. ઠાલી.

દ્રૌપદીના વાલે ચીરજ પુર્યા, પાંડવ કષ્ટ નિવાર્યારે. ઢાલી.
કુંવરબાઈના વાલે મામેરાં પુર્યાં, પોતે થયા વેહેપારીરે. ડાલી.
ભલે મળ્યા મહેતા નરસઇનો સ્વામી, ગોપીઓ આનંદ
પામીરે. ડાલી.

---

## ભજન ૨૫

હાંરે ભવસાગરથી નાવડી હમારીરે,
તારો તારો ગુરૂજી એકવાર;
તોફાનમાં પડી નાવડી હમારી,
હવે બુડવાની થઈ છે તૈયારી રે. તારો૦

કામના કછવાને મોહના મછવા,
મદ મગરથી લેજો ઉગારી રે. તારો૦

લોભે લેવાણો મોહ જાળમાં ફસાયો,
માયાનુ નીર ભર્યું ભારીરે. તારો૦

ગોળ કુંડાળુ ફરે નાવડી હમારી,
હવે બુડવાની થઇ છે તૈયારી રે. તારો૦

પ્રભુ કૃપાએ સદ્ગુરૂ પધાર્યા,
નાવડી ખુબ હલકારી રે. તારો૦

સંતોષ રૂપી સઢ ચડાવ્યો,
પેલા ભકતોને લીધા ઉગારીરે. તારો૦

---



## ભજન ૨૬

સદાશિવ સર્વ વરદાતા, દિગંબર હોતો એ શાહો,
હરે સબ દુઃખ ભક્ત નકે, દયાકર હોતો એસા હો;
શિખર કઈલાસ કે ઉપર, કલ્પતરૂ ઓકી છાયા મેં.
રમે નિત્ય સંગ ગીરજાશે, રમણ ધર હોતો એસા હો,
સીશ પર ગંગકી ધારા, શુહાવે ભાલમે લોચન;
કળા મસ્તક મે ચંદ્રકી, મનોહર હોતો એસા હો.
ભયંકર ઝેર જબ નીલકા, ક્ષીર સાગર કે મથનસે;
ધર્યા સબ કંઠમાં પીકર, વિષન ધર હોતો એસા હો,
શિરોકો કાટકર અપને, કિયા જબ હોમ રાવણને;
દિયા સબ રાજ દુનીઆકા દીલાવર હોતો એસાહો.
કિયાનંદીને જાગનમે કઠીન તપ કાલકે ડરશે,
બનાયા ખાસ ગણ અપના અમર કર હોતો એસાહો;
બનાએ બીચ સાગર મે તીન પુર દેતસેનાને,
ઉડાએ એકહી સરસે, ત્રીપુહર હોતો એસા હો.
દક્ષ કે યગનમાં જાકર તજી જબ દેહ ગીરજાને,
કિયા સબ ધ્વંસ પલ ભરમે, ભયંકર હોતો એસા હો.
દેવનર દઇતગણ સારે, જપે નિત્ય નામ શંકરકા;
ઓ બ્રહ્માનંદ દુનીયામે, ઉજાગર હો તો એસા હો.

## ભજન ૨૭

ઉમા કે કંથ મત વાલા ગલે મેરૂ ઢકી માલા,
ગલે મેરૂ ઢકી માલા ઉમા કે; ઉમાકે.
કીધી નંદીપે અસ્વારી સંગમે પાર્વતી નારી,
ગોદમે શોભે ડુંડાળા ગલે મેરૂ ઢકી માળા. ઉમાકે.
ચલે શંકર ત્રીપુરારી જટામે ગંગ હે પ્યારી,
કમંડળ હાથ મ્રગછાલા ગલે મેરૂ ઢકી માળા;
ડમક ડમ ડીમરૂ બાજે તનક થેઈ થેઇ ધ્વની ગાજે.
અગડ બંમ બંમ બજે તાલ, ગલે મે રૂઢકી માળા,
ગિરી કઈલાસ કે વાસી, મીટા દે કાલકી ફાસી,
સમજ કર લાજ રખ વાલા ગલેમે રૂઢકી માળા,

---

## ભજન ૨૮

શીવ ભોળા ભંડારી સંતો, શીવ ભોળા ભંડારીરે,
ભસ્માસુરને કરી તપશ્યા, વરદીના તીપુરારીરે.
જીસકે શીર પર હાથ લગાવે, ભસ્મ હોવે તંન સારીરે. શી૦
શીવકે શીર પર હાથ ધરનકી, મંનમાં દુષ્ટ વિચારીરે,
ભાગે ફીરતે ચોદીસ સંકર, લગા દઈત ડર ભારીરે. શી૦
ગીરજારૂપધાર હરી બોલે, વાત અસુરસે પ્યારીરે,
જો તુ મુજકો નાચ દેખાવે, હોવું નાર તુમારીરે. શી૦
નાચ કરત અપને શીર કર ધર, ભસ્મ ભયો મતી ભારીરે,
બ્રહ્માનંદ દેત જોઇ માગત, શીવ ભક્તન હીતકારીરે. શી૦

## ભજન ૨૯

## કાળી નાગને નાથ્યાનું ભજન.

સોનાની છે ગેડી રે હરજી તારા હાથમાં રે જી,
રૂપલા દડુલો રે ગોવાળાના હાથમાં રે જી;
વાલા રમતાં રમતાં ગોવાળાની સાથ,
હરજી રમતાં રમતાં ગોવાળાની સાથ. સોનાની.

દડો નાંખ્યો નાંખ્યો તે જીુમનાની માંહે;
પડતાની સાથે રે સાતમે પાતાળ ઉતર્યો રેજી. સોનાની.

જીુમના કાંઠે એક કદમનુ છે ઝાડ;
વાલો ચડી બેઠા કદમ કેરી ડાળ. સોનાની.

દડો લેવા વાલાએ કીધો વીચાર;
દડો લેવા હરજીએ કીધો વિચાર. સોનાની.

હરજી પડયા પડયા તે જીુમનાની માંહે;
પડતાની સાથે રે સાતમે પાતાળ ઉતર્યા રે જી. સોનાની.

પાતાળે પેશીને રે કાળી નાગ નાથીઓ રે જી;
વાલો મારો ઉપર થયા અસવાર. સોનાની.

નવસે નાગણીઓ રે ઓળા ખોળા પાથરે રેજી;
નાગણો તો ઉભી રે ઉભી ઉભી વિનવેરે જી. સોનાની

મુકો મુકો મોહન અમારા કંથ;
છોડો મારા સ્વામી રે હેવાતન આપજો રેજી. સોનાની.

દડો લઈને નીસર્યા જળની બહાર;
હરજી આવી લાગ્યા માતાજીને પાય. સોનાની.
નરસઇના સ્વામીનેરે કરજોડીને વિનવુ રેજી. સોનાની.

---

## ભજન ૩૦

કોઇનો ભાર ન રાખે મોરારી, આપે વ્યાજ શીખે વનમાળી,
સુદામાજીના તાંદુલ લીધા, તેના મહેલ કનકના કીધારે.
કોઇનો૦
દ્રૌપદીનું આવ્યું ટાણું; ચીર પુર્યા નવસે નવાણું. રે કોઈનો૦
પાટો બાંધ્યો તે પીડા જાણી, ચીર પુર્યાની એ એધાનીરે.
કોઇનો૦
થોડુ કુબજાનું ચંદન લીધું, એને રૂપ અનુપમ દીધુ રે કોઇનો૦
ગોવાળીએ ઓછવ કીધો, વાલે કર પર ગોવરધન લીધોરે.
કોઈનો૦
જેનુ લીધુ તેનું દીધુ, તેમા પરમારથ શુ કીધુરે. કોઇનો૦
ધન ધન નરસઈઆ તારી વાણી, એમ બોલ્યા તે સારંગ
પ્રાણી રે કોઇનો૦

---

### ભજન ૩૧

પ્યારા ગોવીંદ ગુણ ગાશુ, રાણાજી અમે પ્યારા ગોવીંદ
ગુણ ગાશુ૦
ચરણામતનો નિયમ હમારે, નિત્ય ઉઠી મંદીર જાશુ.
—રાણાજી અમે૦
રાણોજી રૂઠસે તો રાજ તજાવસે, ભગવત રૂઠે તો મરી જાશુ.
—રાણાજી૦
ઝેરના પ્યાલા રાણાજીએ મોકલ્યા, અમરત કરીને પી જાશુ.
—રાણાજી૦
રામના નામનુ ઝાઝ બનાવી, તેમા બેસીને તરી જાશુ.
—રાણાજી૦
બાઈ મીરા કહે પ્રભુ ગીરધરના ગુણ, ચરણ કમળવારી જાશુ.
—રાણાજી૦

---

### ભજન ૩૨

નંદલાલા અમેતો તારા દાસડીયાં,
દાસડીઆની પુરો આશડીઆ, નંદલાલ અમેતો તારા દાસડીઆ.
જે મુખે હરીનુ નામ નહી, તે મુખ ઉપર ખાસડીઆં. નંદલાલા૦
ખટમાસની વાલે રજની કીધી, ગોપી સંગાથે રમ્યા રાસડીઆ.
નંદલાલા૦
ધ્રુવ અમરીશ પ્રહલાદ વિભીક્ષણ, જાણી પોતાના કરી સાહેડીયા.
નંદલાલા૦
કાસમ કહે નારણસીંગ પ્રત્તાપે, મારા રૂદીઆમાં કરો વાસડીઆ.
નંદલાલા૦

## ભજન ૩૩

જેને કોઇ ના જુવે તેને જોઇનેરે મારી આંખલડી
હસી હસી જાય. એમાં કહોને હું તે શુ કરૂ રે. જેને.
ક્યાં છે જાણે ન કોઇ તેની પાસમાંરે, મારૂ અંતર તો
ધસી ધસી જાય. એમાં કહોને હું તે શુ કરૂરે. જેને.
મોટા યોગીની કલ્પનામાં ન આવતારે મારા મનમાં તો
ઠશી ઠશી જાય એમાં કહોને હું તે શુ કરૂ રે. જેને.
જેને આંગણે ન રૂશી મુની જઈ શકેરે, મારૂ આંગણુ તો
ધશી ધશી જાય. એમાં કહોને હું તે શુ કરૂ રે જેને.
જે આ બ્રહ્માંડ ભરમાં સમાયનારે મારા હૈયામાં
વસી વસી જાય. એમા કહોને હુ તે શુ કરૂ રે જેને.
હું તો નાનીને એ તો માહાન છે રે તોએ મારામાં
ફસી ફસી જાય. એમાં કહોને. હું તે શુ કરૂ રે. જેને.

---

## ભજન ૩૪

રહેજે પ્રભુના વિશ્વાસમાંરે, અંતર નિરંતર સંસારમાં,
રહેજે અખંડ ઉલ્લાસમાં રે, રહેજે પ્રભુતણા તારમાં,
આપવુ હશે તો ક્ષણમાંજ દેશે, ખોટ નથી એના ભંડારમાંરે,
વિશ્વાસથી તો પ્રહલ્લાદે પ્રગટાવ્યા, કાષ્ટ માહિ ઇશ્ટક્ષણુવારમાંરે
અંતર નીરંતર સંસારમાં,
ચાલવુ પડયું મહેતા નરસઈના નાથને, શામળશા થઈ.
ભર બજારમાં રે અંતર નીરંતર સંસારમાં,

વિશ્વાસ સાચો બંધાયા પછી તો, વાર ના થતી ઉદ્ધાર;
મારે અંતર નીરંતર સંસારમાં.
વિશ્વાસ સામર્થ્ય સબળુ પ્રગટાવે, રંકસમાં એક નિરાધાર;
મારે અંતર નીરંતર સંસારમાં.
વિશ્વાસ વિશ્વપતિ માંહિ દ્રઢ કરવો, જાણુ એજ સાર સર્વ સાર,
મારે અંતર નીરંતર સંસારમાં.

---

## ભજન ૩૫

ઓચીતાના વઈરાગ જેને આવીઆરે,
જેને માયાના બંધ છોડાવીઆરે. ઓચી૦
વઈરાગ આવ્યો છે ગોપીચંદ રાયનેરે,
જુઠો જાણ્યો માયાના ફંદનેરે. ઓચી૦
વઈરાગ આવ્યો છે ભરથરી રાયનેરે,
છોડી ચાલ્યો રાજપાટ રાણીઆરે. ઓચી૦
વઈરાગ આવ્યો છે મીરાં બાઈનેરે,
પીધા ઝેર સવાસેર ઘઈનેરે. ઓચી૦
વઈરાગ આવ્યો સગાળશા શેઠનેરે,
પુત્ર વેધ્યો ચંગાવતી રાણીએરે. ઓચી૦
ગુરૂ પ્રતાપે દેવીદાસ બોલીઆરે,
મારા અંતરના પડદા ખોલીઆરે. ઓચી૦

---

## ભજન ૩૬

તુમ પઢો રે તો તાકયા સુખ શોતા રામ રામ રામ,
પીંજરે મે બેઠકે રે ભુલ ગયા નીજ ધામ;
લાલચ કે વસમે પડયા રે, પરવસ આઠોયામ રે. તુમ.
સાથી તેરા ચલ ગયા ને કોઇ ન આવ્યા કામ,
જીવ એકેલા ફસ ગયા રે, છુટ ગયા ઘર ગામ રે. તુમ.
મોત બીલ્લી તાક મેરે, બેઠી બીચ મુકામ;
અવસર તેરા દેખકેરે, કરસી કામ તમામ રે. તુમ.
બોલી તેરી રસ ભરી રે, રટો નીરંજન નામ;
બ્રહ્માનંદ મીટે સબ બંધન પાવે પદ વિરામ રે. તુમ.

---

## ભજન ૩૭

### કેલઇયાનુ હાલરડું

તારે હાલરડે હડતાલ-કેલઈઆજી ખમા તને
મારા નોધારાના આધાર-કેલઇઆજી ખમા તને
તારા મેતાજી જુવે વાટ-કેલઇઆજી ખમા તને
મારા પારણીએ પોઢનારા-કેલઇઆજી ખમા તને
મારા કણુ ખુટયા કોઠાર-કેલઇઆજી ખમા તને

**સાખી.**

અમે જાણ્યુ કેલઈઆને પરણાવસુરે-જાડીજોડસુ જાન
પણુ ઓચીંતાના મરણુ આવીયાંરે-તારા સર્ગેથી ઉતર્યાં
વીમાન-કેલઈઆજી.

સાખી

લીલી હોજો લીંબડીરે, ને શીતળ હોજો છાંય;
બંધવ હોજો અણુ બોલડારે, પણ તોએ પોતાની બાંહ.
કેલઇઆજી.

સાખી

કુવા ઢાંકણુ પાવઠુરે, જગની ઢાંકણુ જાર;
બાપનુ ઢાંકણુ બેટડોરે, એમ ઘરનુ ઢાંકણુ નાર-કેલઇઆજી.

સાખી

ઘર નમ્યુ તો ભલે નમ્યુરે, વળી તુ કયાં નમીઓ મોભ;
જેને આંગણેથી કંધોધર ઉઠી ગયોરે, તેને જન્મો જનમનો
શોક-કેલઈઆજી

સાખી

ફળ વિના ઝુરે પીપળીરે, ફુલ વિંના ઝુરે ઝાડ;
બંધવ વિંના ઝુરે બેનડી રે, એમ પુત્ર વિના ઝુરે માત-કેલઇઆ.

સાખી

હાથે પોચી હેમની રે, ગળે એકાવન હાર;
જેને આંગણે નહી દીકરો રે, તેના મંદીરીઆ શુનકાર.
કેલઇઆજી.

સાખી

ભઇ મરે ભવ હારીએ રે, બેની મરે દેશ જાય
નાનપણમાં જેના માવીતર મરે રે, તેને ચોદેશના
વાયરા વાય-કેલઇઆજી.

## સાખી

કેલઇઆને સજીવન કર્યો, ને પ્રભુને લાગ્યો પાય
ભોજલના સ્વામીને ભજતા રે, જનમ મરણના દુઃખ
કેલઇઅ

## ભજન ૩૮

### ધુન

લાગે સઉથી રૂપાળો શામળો રે,
શીરે ઓઢે ઓઢે છે કાળો કામળોજી લા.
વાલો ધેનુ ચરાવે વનમાંજી લા.
તોયે બેઠો છે મારા તનમાંજી લા.
વાલે બનશી બજાવી તાનમાંજી લા.
ચીત ચોરી લીધા છે એના નાદમાંજી લા.

### ધુન

વાલો મારો ગોવાળાની સાથ, બજાવે બેનુ ચરાવે ધે
વાલો મારો તટ જુમના કે તીર, ચરવે ધેનુ, બજાવે બે
વાલો મારો વંદ્રાવનની વાટ; રચાવે રાસ, નચાવે ના

### ધુન

જય નટવર ગીરીવર ધારી, છો સેવકના સુખકારી. જ
બોલો રણછોડરાયની બલીહારી. જ
જેના મુખ પર મોરલી સુભકારી. જ
તમે ગોકુલ ગામની ગૌ ચારી. જ
એવા ભક્ત ઓધારણ ગીરધારી. જ
જેને સંતોની વૃત્તિ સુધારી. જ ..